'સુ' માત્રનો સ્વીકાર, એ દૃષ્ટિબિન્દુ કેળવ્યા વિના કલ્યાણ નથી શકય હોય તો 'કુ'ને 'સુ' બનાવવાનો પ્રયત્ન અવશ્ય કરવો, પરન્તુ 'કુ' સ્વયં 'કુ' રહેવાનો જ આગ્રહ સેવે અને આશ્રિત આદિને પણ 'કુ' બનાવવાને જ ઇચ્છે, તો આશ્રિતોને તેઓનો દુ:ખિત હૃદયે પણ પરિત્યાગ કરવો પડે અને એ જાતિનો પરિત્યાગ પણ કલ્યાણકારી જ ગણાય,–આ વાતમાં વિવેકી બુદ્ધિમાનોને શંકા હોય જ નહિ.

હવે આપણે ઉદાહરણ જોઈએ.

## ક્ષીરકદંબક પાઠક અને ત્રણ મુખ્ય વિદ્યાર્થિઓ :

'**શુક્તિમતી**' નામની એક નગરી હતી. '**ચેદી**' નામના દેશમા તે આવેલી હતી અને એ દેશને માટે એ નગરી અલંકારભૂત હતી. '**શુક્તિમતી**' નામની એ નગરીમાં **ક્ષીરકદંબક** નામનો એક બ્રાહ્મણ પાઠક વસતો હતો. એ પાઠક સ્વભાવથી જ પાપભીરૂ, સરલ, સ્વચ્છ હૃદયને ધરનારો અને વેદ તથા વેદાન્તનાં તત્ત્વોમા કુશલ હતો.

સ્વભાવથી જ પાપની ભીરૂતા અને સરલતા સાથે હૃદયની સ્વચ્છતા, એ ઉત્તમ આત્માઓની ઉત્તમતાને પ્રગટ કરનાર છે પાપથી ડરવાનો સ્વભાવ, એ એક એવો ગુણ છે, કે જે ગુણ અનેક ગુણોને પમાડયા વિના રહેતો નથી. પાપથી ડરનારો સરલ અને સ્વચ્છ હૃદયનો હોવો, એ સહજ છે. કર્મોનો ક્ષય સાધીને કર્મરહિત બનવાને માટે વીરતા અને ધીરતાની આવશ્યકતા છે, પરન્તુ સાચી વીરતાને અને સાચી ધીરતાને પામવાને માટે પાપભીરૂતાની ય પરમ આવશ્યકતા છે. પાપની ભીરૂતાથી પરવારેલા માણસો પોતાના સામર્થ્યને અને બીજી સામગ્રીને પણ સ્વ–પરના હિતને બાધા પહોચાડવામા કામે લગાડે છે, જ્યારે પાપભીરૂ આત્માઓ પોતાના અલ્પ પણ સામર્થ્ય આદિને સ્વપરહિતકારક બનાવી શકે છે. જેનામાં પાપનો ડર નથી, તેનામાં માણસાઈ નથી એમ કહીએ તો પણ ચાલી

શકે : કારણ કે–પાપથી નહિ ડરનારો આત્મા, અવસરે ઘોર પાપકર્મ કરતાં પણ ક્ષોભ પામતો નથી. પાપથી નહિ ડરનારનો વિશ્વાસ રાખનારાઓને વિશ્વાસઘાતનો અનુભવ ન થાય, તો તે તેમનુ ભાગ્ય જ ગણાય. પાપથી નહિ ડરનારો અને અર્થ તથા કામની કારમી રસિકતાથી પીડાતો આત્મા, સ્વાર્થવિવશ બનીને, અવસર આવ્યે જ્યા સ્વજનોના સહારને આચરતાં પણ અચકાતો નથી, ત્યાં ઇતિરોને માટે તો પૂછવુ જ શું? પાપથી નહિ ડરનારો જ્યારે આવો કારમો હોય છે, ત્યારે પાપથી ડરનારો કોઈ સુન્દર યોગને પામીને સ્વ–પરનો પરમ ઉપકારક પણ બની શકે છે. પાપથી ડરનારો કદાચ તેવો ન પણ બને, તોય પાપથી નહિ ડરનારા આત્માઓના જેવો અપકારક તો તે બનતો જ નથી. પાપથી અભીરૂ આત્માનુ હૃદય સરલ અને સ્વચ્છ હોય, એ પણ શક્ય નથી. સરલ અને સ્વચ્છ હૃદયને ધરનારા તો તેઓ જ હોય છે, કે જેઓ પાપભીરૂ હોય છે.

ક્ષીરકદંબક નામના તે બ્રાહ્મણ પાઠકની પાસે અનેક વિદ્યાર્થિઓ અભ્યાસ કરતા હતા તેમા **પર્વતક**, **નારદ** અને **વસુ** એ ત્રણ મુખ્ય હતા. **પર્વતક ક્ષીરકદંબક** પાઠકનો પોતાનો જ પુત્ર હતો, જ્યારે **નારદ** સ્થાનાન્તરથી આવેલ હતો. સ્થાનાન્તરથી આવેલ **નારદ**ને પણ તે પાઠક, પોતાના ધર્મપુત્ર રૂપે માનતા હતા ત્રીજો જે **વસુ** હતો, તે તો રાજપુત્ર હતો ક્ષીરકદંબક નામના તે પાઠકની પાસે ભણતા અનેક વિદ્યાર્થિઓમા આ **પર્વતક**, **નારદ** અને **વસુ** મહામતિવાળા ગણાતા હતા

### સાધુઓની ગોચરી :

હવે કોઈ એક દિવસે બન્યુ એવુ કે–**ક્ષીરકદંબક** નામના તે પાઠકને ઘેર ગોચરીને માટે ફરતા બે સાધુઓ પધાર્યા

આ બે સાધુઓમા એક સાધુ તો સાતિશાયી હતા,

પરન્તુ અત્રે એક એ વાત પણ ધ્યાનમા લેવા જેવી છે કે-જે સાધુઓને માટે એકલા વિહાર કરવાની આજ્ઞા નથી, તે સાધુઓને ગોચરી માટે પણ એકલા ફરવાની આજ્ઞા નથી. સાધુઓએ ગોચરી માટે ભ્રમણ કરતાં અનેક વસ્તુઓ જોવાની હોય છે અને બેતાલીસ દોષોથી રહિત ભિક્ષા લાવવાની હોય છે. સાધુઓ જો રસનાલોલુપ બને, તો તેઓ ગ્રહણ કરાતી ભિક્ષા સદોષ છે કે નિર્દોષ છે-એ જોવાનું ભૂલી જાય અને રસનાના સળવળાટને તાબે થઈને આજ્ઞાના વિઘાતક બને, એ સ્વાભાવિક છે. રસના-લોલુપ બનેલા અને આજ્ઞાને ભૂલેલા એવા આત્માઓ, પોતાની ભિક્ષાને ગોચરી નહિ રહેવા દેતા ગદ્ધાચરી બનાવી દે અને એ રીતિએ સ્વય ધર્મભ્રષ્ટ બનીને ઇતિરોને પણ ધર્મભ્રષ્ટ બનવાનુ નિમિત્ત પૂરૂ પાડે, એમાં પણ આશ્ચર્ય પામવા જેવુ કાંઈ જ નથી વિધિપૂર્વક ભિક્ષાને ગ્રહણ કરનારા મુનિવરોના યોગે દાતારની દાતૃભાવના ખીલે છે પણ કરમાતી નથી, જ્યારે પોતાની ગોચરીને ગદ્ધાચરી બનાવી દેનારાઓ સામાન્ય દાતારોની દાતૃભાવનાને કરમાવી દેનારા બની જાય છે. સાધુ નિર્દોષ ભિક્ષા લઈ જાય, છતાં દાતારને તો એમ જ થાય કે-' મહાત્મા પધાર્યા, ઘણુ ધર્યું પણ લીધુ એવુ કે જાણે કાંઈ જ લીધુ નહિ. ' એથી દાતારની દાતૃ-ભાવના ખીલે છે અને-' મારે ઘેર ફરીથી મહાત્માઓ ક્યારે પધારે અને ક્યારે હું એમને વહોરાવુ ? '-એવી વૃત્તિ વિકાસ પામે છે. ગોચરી માટે ભ્રમણ કરતા સાધુઓએ, ગમે તે કારણે ભિક્ષા ન મળે તોય મુઝાવાનુ હોય જ નહિ. સાચા સાધુઓ તો એ જ ભાવનામાં રમનારા હોય કે-' મળે તો સંયમની પુષ્ટિ છે અને ન મળે તો તપની વૃદ્ધિ છે. ' મળે તોય લાભ છે અને ન મળે તોય લાભ છે. આવી ઉમદા વૃત્તિ સાચા જૈન સાધુઓ સિવાય બીજે મળવી મુશ્કેલ છે આ ઉપરથી એ વાત પણ સમજી શકાય તેમ છે કે-સાધુઓએ જે આહાર કરવાનો છે,

તે પણ સયમની પુષ્ટિના જ એક હેતુથી કરવાનો છે. સંયમ-પુષ્ટિથી વિપરીત એવો એક પણ હેતુ ન હોવો જોઇએ, એનો મુનિપણાની રક્ષાના અર્થી સાધુઓએ ખાસ ખ્યાલ રાખવાનો છે. રસનાની આધીનતાથી પ્રેરાઈને જેઓ આહારાદિ કરે છે, તેઓ સયમપુષ્ટિના ફલને પામવાને બદલે સયમવિઘાતના ફલને પામે છે. સયમપુષ્ટિના નામે પણ દોષો જોવા પ્રત્યેની બેકાળજી ન આવી જાય, એય સભાળવા જેવુ છે. આ તો સાધુઓની વાત થઈ, પણ ગૃહસ્થોએ જે ભિક્ષા દેવાની છે તે પણ યથાવિધિ દેવાની છે. સુશ્રાવકોએ ભિક્ષાદાનના વિધિથી પણ સુપરિચિત બની ને તેના ય પાલક બનવુ જોઈએ. સાધુઓને જે સયમપુષ્ટિકારક ભિક્ષા દેવાય, તેમાં પણ ઇરાદો પૌદ્ગલિક વૃત્તિથી દૂષિત બનેલો નહિ હોવો જોઇએ. સુશ્રાવકોએ મુધાદાયી બનવુ જોઈએ કારણ કે-મુનિઓને દેવાતા દાનમાં સ્વપરના નિસ્તાર સિવાયની કોઈ જ ભાવના નહિ હોવી જોઈએ.

સ૦ સાધુઓને જ મુધાદાયી અને મુધાજીવી કહેલા છે ને ?

બરાબર છે, પણ એનો અર્થ એ નથી કે-કોઈ પણ પ્રકારની અપેક્ષા રાખીને ગૃહસ્થો માટે મુધાદાયિપણુ જણાવી શકાય જ નહિ. સુશ્રાવકોએ સાધુઓને દાન દેવામાં કોઈ પણ પ્રકારનો પૌદ્ગલિક આશય ન આવી જાય, એવા મુધાદાયી બનવા માટેની કાળજી અવશ્ય રાખવી જોઈએ સાધુઓને જે દાન દો તે એવી ભાવનાપૂર્વક દો, કે જેથી સયમ સુલભ બને સયમ પ્રત્યેના સાચા આદર વિના સાધુઓને યથાવિધિ દાન દઈ શકાય એ શક્ય નથી સયમના અર્થિપણા વિના સાચા પણ સાધુઓ પ્રત્યે સાચો પૂજ્યભાવ પ્રગટે જ શાનો ? સંયમના અર્થિપણાથી હીન અને અસયમમાં શ્રેય માનનારો જો સાધુ-ઓને દાન દેતો હોય, તો માનો કે-એમાં કોઈ પૌદ્ગલિક હેતુ રહેલો છે. સાધુઓ એ ઉત્તમ કોટિના સુપાત્રો છે, પણ સાધુ-ઓની સુપાત્રતા તેઓના જ હૈયામાં જચી શકે છે, કે જેઓ

સંયમના અર્થી છે પોતે સયમી ન હોવા બદલ જેને લેશ પણ ખેદ નથી અને પોતાના અસયમ બદલ જેને આનદ છે, તે સાધુઓની ભક્તિ ગમે તેટલી કરતો હોય, તોય સાધુઓનો ભક્ત તો નથી જ. આથી સાધુઓએ જેમ–' મળે તો સંયમ-પુષ્ટિ અને ન મળે તો તપોવૃદ્ધિ '–એ ભાવના રાખવાની છે, તેમ ભિક્ષા દેનારાઓએ પણ ભિક્ષાદાનમાં સ્વપરના નિસ્તારની જ ભાવના રાખવાની છે. આ વસ્તુને સમજીને તમારે પણ જો કોઈ પણ પ્રકારનો પૌદ્ગલિક ઇરાદો રાખતા હો તો તેનો ત્યાગ કરવાનો છે અને તેવો પાપ-ઇરાદો આવી ન જાય તેની કાળજીવાળા બનવાનુ છે. એ વિના ભક્તિ કરવા છતાં ય ભક્તિના વાસ્તવિક ફલને પામી શકશો નહિ અને પૌદ્ગલિક રસિકતાથી ડૂબી જશો.

## મુનિવરો વચ્ચે થએલી વાત :

અહી તો ગોચરી માટે ફરતુ તે મુનિયુગલ **ક્ષીરકદમ્બક** નામના તે પાઠકના ઘરમા પેઠુ. એ વખતે પાઠકપુત્ર **પર્વતક,** સ્થાનાન્તરથી આવેલ **નારદ** અને રાજપુત્ર **વસુ**–એ ત્રણેય ત્યાં હાજર હતા એ ત્રણેયને જોઈને, ગોચરી માટે આવેલા તે બે મુનિવરોમાંના એક મુનિવર, કે જે અતિશયસપન્ન હતા, તેમણે પોતાની સાથેના બીજા મુનિવરને કહ્યુ કે–" આ ત્રણે છોકરાઓ પૈકીના બે છોકરાઓ અધોગામી થશે અને એક છોકરો ઉર્ધ્વગામી થશે." સાતિશય જ્ઞાની મુનિવરે ઉચ્ચારેલી આ વાત, **ક્ષીરકદમ્બક** નામના તે પાઠકના સાભળવામા આવી. **ક્ષીરકદમ્બક** તે વખતે જેમ મુનિવરોની સમક્ષ નહિ હતા, તેમ દૂર પણ નહિ હતા. મુનિવરો વચ્ચે જે સ્થાને આ વાત થઈ, તે સ્થાનેથી આખેથી ન દેખાય એવા સ્થાને રહેલા **ક્ષીરકદમ્બકને** એ વાત સાભળતા ખૂબ જ ક્ષોભ થયો.

પાઠક વિચાર કરે છે કે–" આ મહાભાગ મુનિઓ શ્રી વીતરાગમાર્ગના અનુગામી છે અને શ્રી વીતરાગમાર્ગના અનુગામી મુનિઓ અન્યથા બોલનારા હોતા નથી."

વિચાર કરો કે–શ્રી વીતરાગમાર્ગના અનુગામી મુનિઓની આ નામના કેવી સુન્દર છે? પણ આવી નામના શ્રી વીત-રાગમાર્ગના અનુગામી મુનિઓની ન હોય, તો હોય પણ બીજા કોની? શ્રી વીતરાગમાર્ગના અનુગામી મુનિઓ તો જગતની હરેક ઉત્તમ નામનાને યોગ્ય ગણાઈ શકે. શ્રી જૈનમુનિઓની સરસાઈ કરનાર વિશ્વમાં અન્ય કોઈ ત્યાગિઓ હતાય નહિ, છે પણ નહિ અને હશે પણ નહિ. જૈનમુનિ બનનારાઓ જો પોતાની જોખમદારીને સમજી જાય અને તેના પાલનમાં મન–વચન–કાયાથી ઉદ્યુક્ત બન્યા રહે, તો તેઓ પોતાના આત્માના ઉદ્ધારક બનવા સાથે જગતના ઉદ્ધારક પણ બની શકે છે. જૈનમુનિપણુ જ એવુ છે કે–જેમાં હિંસા, અસત્ય, ચૌર્ય, અબ્રહ્મ અને પરિગ્રહનો ત્યાગ ત્રિવિધે ત્રિવિધે થાય છે. એવા મહાત્માઓનું જીવન જ સ્વપરના શ્રેયને માટે હોય છે. જૈનમુનિપણાની ચર્યા એવી તો સુન્દર છે કે–વિવેકી માત્રને તે પાપથી બચાવનારી અને ધર્મની પ્રાપક બને છે સાચા મુનિઓના પરિચયમા આવનારો, જો તે વ્યુદ્ગ્રાહીત ન હોય તો, સુદર છાયા લઈને જ જાય. મુનિઓ જો સાચે જ મુનિઓ હોય, તો યોગ્ય એવા વિરોધિને પણ તેઓ પ્રભુશાસનનો સાચો પૂજારી બનાવી શકે છે. આવા સ્વપરશ્રેયમા રત એવા મુનિઓની નામના સત્યવાદી તરીકેની હોય, એમા આશ્ચર્ય પણ શુ?

## પરીક્ષા કરવાનો નિર્ણય:

“શ્રી વીતરાગમાર્ગના અનુગામી મહાભાગ મુનિઓ અસત્ય-વાદી નથી હોતા”–આટલો જ વિચાર કરીને તે **ક્ષીરકદમ્બક** પાઠક નથી અટક્યા. તે વિચાર કરે છે કે–“જ્યારે મુનિઓનુ કથન સત્ય જ છે, તો પછી એ નક્કી કરવુ જોઈએ કે–આ ત્રણમા કોણ કોણ અધોગામી છે અને કોણ ઉર્ધ્વગામી છે?” આ પ્રમાણે વિચાર કરતા તે **ક્ષીરકદમ્બક** વળી વિચારે છે કે– “રાજકુમારનુ તો અધોગામિપણું સંભવે છે, પણ બાકીના

બેમા કોણ અધોગામી હશે ? **પર્વતક** અને **નારદ**–એ બેમાંથી પણ એક અધોગામી તો છે જ, પણ અધોગમન પામવા જોગા પાપને આચરનાર એ બેમાથી કોણ છે, એનો મારે નિર્ણય કરવો જોઈએ અને એ માટે એ બેઉની મારે પરીક્ષા કરવી જોઈએ એ બેઉની પરીક્ષા કર્યા પછી, જે યોગ્ય હશે તે હું આચરીશ." આમ વિચાર કરતા તે પાઠકને સ્મૃતિઓનુ કથન યાદ આવે છે, એટલે તે વિચારે છે કે–સ્મૃતિઓમાં પણ કહેવાય છે કે–"ભાર્યાએ કરેલુ પાપ ભર્ત્તાને, શિષ્યનુ પાપ ગુરૂને, રાષ્ટ્રે કરેલુ પાપ રાજાને અને રાજાનુ પાપ પુરોહિતને લાગે છે."

આ રીતિએ વિચાર કરીને,–પોતે શિષ્યના પાપથી ઉગરવાને માટે શુ કરવુ–એનો નિર્ણય કરવાનું મૂલ્તવી રાખીને, પહેલા તો તે પાઠકે **પર્વતક** અને **નારદ** એ બેમા કોણ અધોગામી છે, એનો નિર્ણય કરવાનો નિશ્ચય કર્યો અને એ જાણવાને માટે એ બેઉની પરીક્ષા કરવાનો નિર્ણય કર્યો.

## શ્રી નારદજીની સૂક્ષ્મ મતિ :

હવે કયી રીતિએ પોતાના પુત્ર **પર્વતક** અને ધર્મપુત્ર **નારદ**ની તે **ક્ષીરકદમ્બક** પાઠક પરીક્ષા કરે છે, તે જૂઓ. તે પાઠકે એક કૃત્રિમ બકરો બનાવ્યો, કે જે લાક્ષારસથી અતિપૂર્ણ કરેલો હતો. એ કૃતિમ બકરો તે પાઠકે કૃષ્ણ–ચતુર્દશીની રાત્રિએ **નારદ**ને આપ્યો અને કહ્યુ કે–"મે આ બકરાને મત્રોદ્વારા મૂઢ ચેતનાવાળો કર્યો છે : આમ છતાં પણ, જ્યા કોઈ ન જૂએ ત્યા જઈ ને તુ આને હણ. કોઈને પણ આ વાત તારે કહેવી નહિ : કારણ કે–આમાં એવો જ કલ્પ છે."

શ્રી **નારદજી**એ પણ તરત જ ગુરૂની આજ્ઞાને માથે ચઢાવી અને–'જેમનુ વચન લઘન કરવા લાયક ન હોય એવા આ ગુરૂ છે.'–આ પ્રમાણે વિચાર કરતા તે એક શૂન્ય શેરીમા ગયા શૂન્ય શેરીમાં ગયા બાદ–'અહી કોઈ જૂએ છે કે નહિ ?' –એનો નિર્ણય કરવાને માટે, શ્રી **નારદજી**એ આજુબાજુ જોવા

માડ્યુ. એ પ્રમાણે આજુબાજુ અને ઉપર-નીચે જોતા તેમણે તારામડલને જોયુ. તારામડલને જોતાંની સાથે જ–' અરે ! અહીં તો હુ દેખાઉ છુ. '–આ પ્રમાણે સભ્રાત થએલા શ્રી **નારદજી** ત્યાંથી ચાલ્યા અને યક્ષના મદિરમા પેઠા.

યક્ષના મન્દિરમા પેઠા તો ખરા, પણ ત્યાય શ્રી **નારદજીને** એ જ વિચાર આવ્યો કે–' અહી પણ આ યક્ષ મને દેખે છે.' આથી તેઓ ત્યાંથી પણ પાછા નીકળ્યા અને એક શૂન્ય ઘરમા ગયા

શૂન્ય ઘરમા ગયા બાદ પણ શ્રી **નારદજી**, એ જોવાને અને વિચારવાને થોભ્યા કે–' અહીં પણ મને કોઈ જૂએ છે કે નહિ ?' આ પ્રમાણે જોતા અને વિચાર કરતા શ્રી **નારદજીને** એવો વિચાર આવ્યો કે–" અહી પણ પાંચ લોકપાલો અને દિવ્યજ્ઞાનિઓ મને જૂએ જ છે. કારણ કે–તેઓ કોઈ પણ સ્થળે ન જૂએ એવુ નથી."

આનુ જ નામ સૂક્ષ્મબુદ્ધિ આવી જાતિની વિચારણા તુચ્છ બુદ્ધિના ધણીઓને આવતી જ નથી. તુચ્છ બુદ્ધિના ધણીઓ દિવ્યજ્ઞાનિઓને માને, એ વાત શક્ય જ નથી. એવાઓ તો દિવ્યજ્ઞાનિઓનુ અસ્તિત્વ હોવાની શ્રદ્ધા કરનારાઓને અધ-શ્રદ્ધાલુ માનનારા હોય છે. સૂક્ષ્મબુદ્ધિથી હીન આત્માઓ જો શ્રદ્ધાહીન બને, તો દિવ્યજ્ઞાનિઓની હયાતીને સમજાવનારી યુક્તિઓ એમના હૃદયમા જચે નહિ, એ સહજ છે એવાઓ તો વર્તમાનના તરગીઓ પ્રત્યેની શ્રદ્ધામાં અચલિત બને અને પોતાની જાતને સાચા શ્રદ્ધાળુ મનાવે, એટલે એવા આત્મા-ઓમા આવી સુદર વિચારણા જાગૃત થવી એ જ શક્ય નથી

શ્રી **નારદજી** તો શ્રદ્ધાળુ હોવા સાથે સમજદાર પણ હતા. તેઓ દિવ્યજ્ઞાનિઓની હયાતીને માનવાનો ઇનકાર કરે, એવા શ્રદ્ધાહીન પણ નહિ હતા અને દિવ્યજ્ઞાનિઓની હયાતીને ન સમજી શકે એવા બુદ્ધિહીન પણ નહિ હતા. આ જાતિની

સમજણથી શ્રી **નારદજી** વિચારે છે કે-" જે કારણથી અતિશયજ્ઞાનિઓ આદિ ન જોઈ શકે એવુ કોઈ પણ સ્થાન નથી, તે કારણથી એ વાત નિશ્ચિત છે કે-મારે આ બકરો હણવા યોગ્ય નથી "

આવો નિર્ણય કરવા છતા પણ, તેમના અંતરમાં એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે-" જો આમ જ છે, તો પછી ગુરૂનો એવો આદેશ શા માટે ?" આ પ્રશ્નનુ સમાધાન કરતાં પણ તે વિચારે છે કે-" જરૂર આવા પ્રકારનો ગુરૂનો આદેશ કોઈ કારણસર હોવો જોઈએ કારણ કે-ગુરૂ આવુ કરે નહિ, એટલે કે-ગુરૂનો એવો બકરાને મારવાનો આદેશ હોય નહિ. "

એક પરિણત આત્મા જેવો ગુરૂ-આજ્ઞાનો વિચાર કરે, એવી જાતિનો આ વિચાર છે. આવો વિચાર ક્ષુદ્ર આત્માઓ માટે શક્ય નથી ક્ષુદ્ર આત્માઓ આવા અવસરે કાં તો **પર્વતક**ની માફક કરે અને કા તો ગુરૂ તરફ અસદ્ભાવને કરનારા બને. ખરેખર, સૂક્ષ્મ મતિ એ આત્માના હિત માટે કામધેનુ છે. આમ છતા પણ, સઘળા જ આત્માઓ સૂક્ષ્મ મતિવાળા હોય એ શક્ય નથી. સૂક્ષ્મ મતિથી રહિત એવા આત્માઓ પણ પાપથી નથી બચી શકતા એમ નહિ શ્રદ્ધા, એ પણ ઘણા ઘણા પાપોથી બચાવનારી છે, પણ એ જેના-તેના ઉપરની નહિ હોવી જોઈએ. સુયોગ્ય પ્રત્યે શ્રદ્ધા કેળવીને પણ તરી શકાય છે, પરન્તુ સૂક્ષ્મ મતિવાળા આત્માઓની તો બલિહારી જ છે. શ્રી **નારદજી**ને સૂક્ષ્મ બુદ્ધિના પ્રતાપે યોગ્ય વિચારો આવ્યા અને એના યોગે તેમણે નિશ્ચય કર્યો કે-"ગુરૂએ જો કે આદેશ તો બકરાને મારવાનો કર્યો છે, પરન્તુ એ આદેશ એવી રીતિએ કર્યો છે, કે જેથી એમ સમજાય કે-ગુરૂનો આદેશ વસ્તુત આ બકરાને મારવાનો નથી. ગુરૂનો આવો આદેશ કોઈ કારણવિશેષથી જ હોવો જોઈએ, માટે આ બકરો મારા માટે મારવા યોગ્ય નથી. "

આવો નિશ્ચય કરીને શ્રી **નારદજી** ખૂબ જ હર્ષને પામ્યા અને એથી તેમનુ મુખકમળ વિકસિત બની ગયુ. પ્રકૃષ્ટ હર્ષના યોગે વિકસિત બનેલા શ્રી **નારદજી**, ગુરૂની સમીપે આવી પહોંચ્યા અને પોતે જે જે આચર્યું હતું તે પોતાનું ચરિત્ર તેમણે ગુરૂની આગળ નિવેદિત કર્યું.

**પર્વતકની પરીક્ષા :**

શ્રી **નારદજી**ના ચરિત્રને સાંભળીને, ઉપાધ્યાય શ્રી **ક્ષીરકદમ્બકે** વિચાર્યું કે-"આ **નારદ** તો ખરે જ સૂક્ષ્મ મતિવાળો છે. સૂક્ષ્મ મતિવાળો હોવાના કારણે, આ **નારદ** દુર્ગતિમાં જવાની તૈયારી કરે એ શક્ય નથી. તો પછી શુ મારો પુત્ર કુગતિમાં જશે? અથવા તો તેની પણ પરીક્ષા કરૂ."

આવો નિશ્ચય કરીને તે પાઠકે પોતાના પુત્ર **પર્વતક**ને પણ શ્રી **નારદજી**ની જેમ લાક્ષારસથી પ્રતિપૂર્ણ એવો કૃત્રિમ બકરો સમર્પ્યો અને શ્રી **નારદજી**ને જે પ્રકારે કહીને હણવાની આજ્ઞા ફરમાવી હતી તે જ પ્રકારે કહીને તેને પણ તે બકરાને હણવાની આજ્ઞા ફરમાવી.

પોતાના પિતા અને પાઠક એવા શ્રી **ક્ષીરકદમ્બક**ની એ આજ્ઞાને માથે ચઢાવીને, **પર્વતક** ત્યાંથી નીકળ્યો અને એક શૂન્ય શેરીમા આવી પહોંચ્યો. એણે પણ ત્યાં જોયું અને વિચાર્યું કે-'અહીં કોઈ મને જૂએ છે કે નહિ?' પરન્તુ તે ક્ષુદ્ર બુદ્ધિવાળો હોવાના કારણે તેણે નિશ્ચય કર્યો કે-'અહી કોઈ મને દેખતુ નથી.' એવો નિશ્ચય કરીને તેણે તે બકરાનો ત્યાં જ વધ કર્યો.

પછી તે ઘેર આવ્યો અને હાથ-પગના શૌચ માટે માતા પાસે પાણી માગ્યુ આથી ઉપાધ્યાયે પૂછ્યુ કે-'રે! આ શુ?' આ પ્રશ્નના ઉત્તરમા **પર્વતકે** કહ્યુ કે-'તે બકરાના શરીરમા રૂધિરનો સચય ઘણો હતો, એટલે રૂધિરના તે સચયથી મારૂ અગ વિલિપ્ત બન્યુ છે.'

**પર્વતક**ના આ ઉત્તરથી ઉપાધ્યાયે નિશ્ચય કર્યો કે-'આ

છોકરો કૃત્રિમ બકરાને મારીને જ આવ્યો છે.' છતાં જાણે વધુ પરીક્ષા કરતા હોય, તેમ તેમણે પર્વતકને પ્રશ્ન કર્યો કે-"તેં આ બકરાનો વધ કયાં કર્યો અને કેવી રીતિએ કોઇથી પણ તુ દેખાયો નહિ ?" આ પ્રશ્નના ઉત્તરમાં તે પર્વતક પણ કહે છે કે-" એક શૂન્ય શેરી, કે જે અંધકારથી વ્યાપ્ત હતી તેમજ લોકોના સંચારથી રહિત હતી, ત્યાં જઈને મેં બકરાને માર્યો છે : અને એ કારણથી કોઇના દ્વારા હું દેખાયો નથી " તેના આવા ઉત્તરથી ફેર ઉપાધ્યાયે તેને પૂછ્યુ કે-" ઉપર રહેલાં નક્ષત્રો દ્વારા તું કેવી રીતિએ ન દેખાયો ? પાંચ લોકપાલો દ્વારા, દિવ્યજ્ઞાનિઓ દ્વારા અને પોતાની પાંચ ઈંદ્રિયો દ્વારા પણ તુ કેવી રીતિએ ન દેખાયો ? "

પર્વતક સૂક્ષ્મ બુદ્ધિવાળો નહિ હોવા છતાં પણ જો શ્રદ્ધાળુ હૃદયવાળો હોત, તો પણ પોતાના પિતા અને ઉપાધ્યાયના આ પ્રશ્નોથી તે કંપી ઉઠયો હોત, તેની આંખોમાથી અશ્રુની ધારાઓ વહી નીકળી હોત અને તે પગમાં પડીને ગદ્ગદ્ સ્વરે બોલ્યો હોત કે-' હે પૂજ્ય પિતા અને પૂજ્ય પાઠક ! ખેદની વાત છે કે-આવી જાતિનો વાસ્તવિક વિચાર મારા જેવા તુચ્છ બુદ્ધિવાળાને આવ્યો નહિ. આપ કૃપાલુના ગભીર આશયને સમજવામા ક્ષુદ્ર એવો હુ નિષ્ફળ નિવડ્યો અને એથી મારા હાથે આ ઘણુ જ ભયકર પાપ થવા પામ્યુ છે હવે તો આ પાપની શુદ્ધિને માટે, હે કૃપાળો ! મને પ્રાયશ્ચિત્ત આપીને શુદ્ધ કરો પુન હું વિચારશીલ બનીશ અને આવુ પાપ નહિ આચરૂ.' પણ ક્ષુદ્ર મતિવાળો પર્વતક તો એવી ઉમદા શ્રદ્ધાથી પણ પરવારી બેઠેલો હતો, એટલે તેણે તો ઉલ્ટુ સામે કહ્યુ કે-" અમે જ્યારે એટલુ પણ જાણુતા નથી, તો પછી આપ જ એ કહો કે-આપે શું કામ મને મોકલ્યો હતો ? "

પર્વતકના આવા અવિચારી અને ઉદ્ધત ઉત્તરને સાંભળી-

આવો નિશ્ચય કરીને શ્રી **નારદજી** ખૂબ જ હર્ષને પામ્યા અને એથી તેમનુ મુખકમળ વિકસિત બની ગયું. પ્રકૃષ્ટ હર્ષના યોગે વિકસિત બનેલા શ્રી **નારદજી**, ગુરૂની સમીપે આવી પહોચ્યા અને પોતે જે જે આચર્યું હતું તે પોતાનુ ચરિત્ર તેમણે ગુરૂની આગળ નિવેદિત કર્યું.

**પર્વતકની પરીક્ષા :**

શ્રી **નારદજી**ના ચરિત્રને સાભળીને, ઉપાધ્યાય શ્રી **ક્ષીરકદમ્બકે** વિચાર્યું કે–"આ **નારદ** તો ખરે જ સૂક્ષ્મ મતિવાળો છે. સૂક્ષ્મ મતિવાળો હોવાના કારણે, આ **નારદ** દુર્ગતિમા જવાની તૈયારી કરે એ શકય નથી. તો પછી શુ મારો પુત્ર કુગતિમાં જશે? અથવા તો તેની પણ પરીક્ષા કરૂ."

આવો નિશ્ચય કરીને તે પાઠકે પોતાના પુત્ર **પર્વતક**ને પણ શ્રી **નારદજી**ની જેમ લાક્ષારસથી પ્રતિપૂર્ણ એવો કૃત્રિમ બકરો સમર્પ્યો અને શ્રી **નારદજી**ને જે પ્રકારે કહીને હણવાની આજ્ઞા ફરમાવી હતી તે જ પ્રકારે કહીને તેને પણ તે બકરાને હણવાની આજ્ઞા ફરમાવી.

પોતાના પિતા અને પાઠક એવા શ્રી **ક્ષીરકદમ્બક**ની એ આજ્ઞાને માથે ચઢાવીને, **પર્વતક** ત્યાંથી નીકળ્યો અને એક શૂન્ય શેરીમાં આવી પહોંચ્યો. એણે પણ ત્યાં જોયું અને વિચાર્યું કે–'અહીં કોઈ મને જૂએ છે કે નહિ?' પરન્તુ તે ક્ષુદ્ર બુદ્ધિવાળો હોવાના કારણે તેણે નિશ્ચય કર્યો કે–'અહીં કોઈ મને દેખતું નથી.' એવો નિશ્ચય કરીને તેણે તે બકરાનો ત્યાં જ વધ કર્યો.

પછી તે ઘેર આવ્યો અને હાથ–પગના શૌચ માટે માતા પાસે પાણી માગ્યુ આથી ઉપાધ્યાયે પૂછ્યુ કે–'રે! આ શુ?' આ પ્રશ્નના ઉત્તરમા **પર્વતકે** કહ્યુ કે–'તે બકરાના શરીરમા રૂધિરનો સચય ઘણો હતો, એટલે રૂધિરના તે સચયથી મારૂ અગ વિલિપ્ત બન્યુ છે.'

**પર્વતક**ના આ ઉત્તરથી ઉપાધ્યાયે નિશ્ચય કર્યો કે–'આ

છોકરો કૃત્રિમ બકરાને મારીને જ આવ્યો છે.' છતાં જાણે વધુ પરીક્ષા કરતા હોય, તેમ તેમણે **પર્વતકને** પ્રશ્ન કર્યો કે–"તેં આ બકરાનો વધ ક્યાં કર્યો અને કેવી રીતિએ કોઇથી પણ તુ દેખાયો નહિ?" આ પ્રશ્નના ઉત્તરમાં તે **પર્વતક** પણ કહે છે કે–"એક શૂન્ય શેરી, કે જે અંધકારથી વ્યાપ્ત હતી તેમજ લોકોના સંચારથી રહિત હતી, ત્યાં જઈને મે બકરાને માર્યો છે: અને એ કારણથી કોઈના દ્વારા હુ દેખાયો નથી" તેના આવા ઉત્તરથી ફેર ઉપાધ્યાયે તેને પૂછ્યું કે–"ઉપર રહેલાં નક્ષત્રો દ્વારા તું કેવી રીતિએ ન દેખાયો? પાંચ લોકપાલો દ્વારા, દિવ્યજ્ઞાનિઓ દ્વારા અને પોતાની પાંચ ઈંદ્રિયો દ્વારા પણ તુ કેવી રીતિએ ન દેખાયો?"

પર્વતક સૂક્ષ્મ બુદ્ધિવાળો નહિ હોવા છતા પણ જો શ્રદ્ધાળુ હૃદયવાળો હોત, તો પણ પોતાના પિતા અને ઉપાધ્યાયના આ પ્રશ્નોથી તે કંપી ઉઠ્યો હોત, તેની આંખોમાંથી અશ્રુની ધારાઓ વહી નીકળી હોત અને તે પગમાં પડીને ગદ્ગદ્ સ્વરે બોલ્યો હોત કે–'હે પૂજ્ય પિતા અને પૂજ્ય પાઠક! ખેદની વાત છે કે–આવી જાતિનો વાસ્તવિક વિચાર મારા જેવા તુચ્છ બુદ્ધિવાળાને આવ્યો નહિ આપ કૃપાલુના ગંભીર આશયને સમજવામાં ક્ષુદ્ર એવો હું નિષ્ફળ નિવડ્યો અને એથી મારા હાથે આ ઘણુ જ ભયંકર પાપ થવા પામ્યું છે હવે તો આ પાપની શુદ્ધિને માટે, હે કૃપાળો! મને પ્રાયશ્ચિત્ત આપીને શુદ્ધ કરો પુન હું વિચારશીલ બનીશ અને આવું પાપ નહિ આચરૂં.' પણ ક્ષુદ્ર મતિવાળો **પર્વતક** તો એવી ઉમદા શ્રદ્ધાથી પણ પરવારી બેઠેલો હતો, એટલે તેણે તો ઉલ્ટુ સામે કહ્યુ કે–"અમે જ્યારે એટલુ પણ જાણતા નથી, તો પછી આપ જ એ કહો કે–આપે શું કામ મને મોકલ્યો હતો?"

**પર્વતકના** આવા અવિચારી અને ઉદ્ધત ઉત્તરને સાંભળી-

ને ઉપાધ્યાયે વિચાર્યું કે-" અહો ! અનુકમ્પા વિનાનો આ પર્વતક પાપકર્મમા પ્રવર્તમાન થતા શકા પામે એવો નથી, એટલે એ વાત નિશ્ચિત જ છે કે-આ પર્વતક નરકગામી થશે, પણ હું આ પાપના ઉપલેપથી કેવી રીતિએ મૂકાઇશ ?'

**પાઠક મુનિવરોની સમીપે :**

એવી ચિન્તામાં તત્પર બનેલા ઉપાધ્યાયે ઘણા જ કષ્ટે કરીને પણ જેમ-તેમ રાત્રિ પૂરી કરી અને પ્રભાત સમયે તે જ મુનિઓની ગવેષણા કરતા તે ઉપાધ્યાય ઉદ્યાને પહોચ્યા. ત્યાં મુનિઓને જોઇને તે ઉપાધ્યાયે વદન કર્યું

આપણે જોઈ ગયા છીએ કે-આ ઉપાધ્યાય **ક્ષીરકદંબક** સ્વભાવથી જ પાપભીરૂ હતા તેમજ સરલ અને સ્વચ્છ હૃદયને ધરનારા હતા : આ જાતિની યોગ્યતાને ધરનાર તે પાપથી ન કપે અને પાપનિવારણનો ઉપાય શોધવાને ન નીકળે, એ શક્ય જ નથી પાપથી ડરનારાઓ પ્રસગ પામીને તો પાપ-નિવારણના ઉપાયને જાણવાને માટે તત્પર બન્યા વિના રહી શકતા જ નથી. પાપથી ડરનારો પાપના સ્વરૂપ આદિને જાણવા પ્રત્યે તેમજ પાપથી બચવાને માટે આદરવા જોગા ઉપાયોને આદરવા પ્રત્યે બેદરકાર હોય, એ બને જ કેમ ? એટલે પાપથી બચવાને ઇચ્છનારે સદ્‌ગુરૂઓનુ શરણુ શોધવું જોઇએ, એ પણ સ્પષ્ટ છે. હવે મુનિવરોની પાસે આવેલા અને વન્દન કરી ચૂકેલા તે **ક્ષીરકદમ્બક** પાઠક પૂછે છે કે-" હે ભગવન્ ! ઘરના કુટુબમાં જો કોઇ પણ માણસ દુર્નયમાં પ્રવર્તે છે, તો ઘરનો સ્વામી બંધાય છે યા નહિ ?"

આ પ્રશ્નના ઉત્તરમાં સાધુઓએ સામેજ પ્રશ્ન કરતાં કહ્યું કે-" જો કોઈ અગ્નિથી સળગતા ઘાસના પૂળાને હાથ વડે ધારણ કરે છે, તો તે દાઝે છે કે નથી દાઝતો ? "

પાઠકે કહ્યુ કે-" જે સળગતા ઘાસના પૂળાને હાથ દ્વારા ધારણ કરે છે, તે દાઝે છે."

આ પ્રમાણે સાંભળીને સાધુઓએ પણ કહ્યું કે-"જેવી રીતિએ અગ્નિથી સળગતા તૃણના પૂળાને હાથ દ્વારા જે ધારણ કરે છે તે દાઝે છે, એ પ્રમાણે ઘરનો નાથ પણ કુટુંબના અન્યાયપ્રવર્તનથી બધાય છે."

આ પ્રકારના મુનિવરના વચનને સાંભળીને પાઠકે કહ્યું કે-"હે ભગવન્! ત્યારે તે કયી રીતિએ મૂકાય ?"

મુનિવરે તેના ઉત્તરમા કહ્યુ કે-"સળગતા પૂળાનો પરિત્યાગ કરનાર પુરૂષ જેમ નથી દાઝતો, એ પ્રમાણે પાપકારી પુરૂષને મૂકતો ઘરનો નાથ પણ પાપથી મૂકાય છે."

આ પ્રમાણે સાભળીને સવેગથી ભાવિત થયેલા તે 'ક્ષીરકદમ્બક' પાઠક, તે જ મુનિઓની પાસે પ્રવ્રજિત થયા અને સુગતિના સાધક બન્યા.

## સાચાં માબાપ અને સાચા શિક્ષક બનો :

આવા પિતા અને આવા પાઠકની હયાતી વિશ્વમા સદાને માટે વિદ્યમાન હોય, તો વિશ્વ કેટલુ બધુ સદાચારી બન્યુ રહે ? માતા-પિતા પણ જ્યા સતાનના, અરે પોતાના પણ આત્મહિતને ભૂલે, ત્યા શુ અનર્થ ન થાય ? આજે કેટલા એવા છે, કે જે પોતાના અને પોતાના સતાનોના આત્મહિતની ચિતામાં જાગૃત રહે ? પોતાના વિદ્યાર્થી દુર્ગતિગામી ન બની જાય, એની ચિંતા કરનારો શિક્ષક આજે શોધ્યો પણ જડે તેમ છે? કેવલ પગારની ચિતા સિવાય બીજી ચિંતા જ જેને ન હોય, તે શિક્ષક એ શુ શિક્ષક છે ? આ બધા પ્રશ્નોને વિચારીન તમે જો મા-બાપ હો તો સાચાં મા-બાપ બનવાનો અને શિક્ષક હો તો સાચા શિક્ષક બનવાનો સજ્જડ ઉદ્યમ આરભો, એ જ કલ્યાણકારી છે.

## વસુની શિકારરસિકતા :

આ રીતિએ પાઠક દીક્ષા લેવાથી એમની લેખશાળા ભાગી પડી અને શ્રી નારદજી પોતાના સ્થાને ચાલી ગયા. આ પછી,

અવસર પામીને પર્વતકે ઉપાધ્યાયપદ ગ્રહણ કર્યું અને વસુ રાજપદને પામ્યો. રાજગાદી ઉપર આવેલો વસુ પ્રસિદ્ધિને તો પામ્યો, પરંતુ તે શિકારમાં ખૂબ જ લંપટ હતો

આ શિકાર એટલે મનની મોજ માટે નિરપરાધી પ્રાણિઓનો વિનાશ. 'આવી અકારણે કરાતી પણ નિરપરાધી પ્રાણિઓની હિંસા, એ તો રાજાઓનો ધર્મ છે'-એવું કહેનારાઓ પણ મિથ્યામતિઓમાં મહર્ષિઓ તરીકે પૂજાય છે. એવા મહર્ષિઓ બીચારા ઘોર મિથ્યાત્વના ઉદયે જાણે એમ જ માનતા હોય છે કે-રાજાને એવી હિંસાત્મક મોજ કરવાનો પણ પરવાનો જ હોવો જોઈએ અને એવી હિંસા કરવા છતાં પણ એની તો સદ્ગતિ જ થવાની છે. ગાઢ મિથ્યાત્વથી રીબાતા હોવા છતાં પણ મહર્ષિ બની બેઠેલા એવાઓએ, એવાં એવા પણ શાસ્ત્રો રચી નાખ્યા છે, કે જે પ્રાયઃ પ્રત્યેક પાપને એક યા બીજી રીતિએ ધર્મ તરીકે વર્ણવતા હોય. મિથ્યાદૃષ્ટિ જગતના એવા નાચને પણ સમ્યગ્દૃષ્ટિઓ અથવા મિથ્યાત્વની મંદતાવાળાઓ જ વખોડી શકે છે. જેઓ મિથ્યાત્વમાં પણ સમ્યક્પણાની કલ્પના કરવામાં પોતાનું મધ્યસ્થપણું માને છે, તેઓ તો એમ કહેવાને પણ તૈયાર હોય છે કે-'તેઓ પણ તેમની દૃષ્ટિએ તો સાચા હોઈ શકે છે ને ? ભલે આપણને એ ખોટું લાગતું હોય, છતાંય આપણને એમને ખોટા કહેવાનો અધિકાર શો છે ?' આવાઓ એવા ઉન્માર્ગના પ્રચારમાં પણ નિમિત્તભૂત બનીને સંસારમાં રૂલી જાય છે ખરેખર, દુનિયામાં કોઈ એવો અધર્મ નથી, કે જેને કુદેવો અને કુગુરૂઓ તથા કુશાસ્ત્રો તરફથી કોઈ ને કોઈ પ્રકારે ધર્મની મહોરછાપ ન મળી હોય ! આ જ કારણે, અનેક રાજાઓ શિકાર જેવા ભયંકર પાપકારી અને ઉભય-લોકવિરૂદ્ધ એવા વ્યસનના ખૂબ જ નિર્ભિકપણે શોખીન બની ગયેલા હતા અને હોય છે વસુ રાજા પણ એ ભયંકર પાપવ્યસનનો પક્કો ઉપાસક હતો અને એથી તે હમેશાં શિકાર કરે છે.

**ગુપ્તપણે શિલાસ્થાપન:**

કોઈ એક દિવસે શિકાર કરવાને ગએલા તે વસુ રાજાએ એક સારી રીતિએ વિશ્વાસપૂર્વક બેઠેલા એક મૃગના ટોળાને જોયુ. આ રીતિએ નિર્ભયપણે બેઠેલા મૃગના ટોળાને જોઈને, વસુ રાજાને તો ગોળનુ ગાડુ મળ્યા જેવુ થયું.

હિંસાના શોખીન આત્માઓની દશા જ ભયંકર હોય છે. આવી નિર્ભય દશામા રહેલા નિરપરાધી જીવોનો સહાર કરવો, એ તો એવાઓને મન એક આનદનો વિષય થઈ પડે છે. પોતાની જાતને એક કટક વાગે, તો તેને અસહ્ય માનીને કટક ઉપર પણ ગુસ્સો કરનારા પામરો, પારકાઓનો કારમી રીતિએ સહાર કરવામાં મોજ માને, એ કેટલી બધી વિચારહીનતા, મૂઢતા અગર તો દયાહીનતા છે? ખરેખર, નિરપરાધી જીવોના કારમા સહારમાં મોજ માનનારાઓની અને એને ધર્મ તરીકે સમજાવનારા પાપાત્માઓની અધોગતિ થાય, એમા આશ્ચર્ય પામવા જેવું કાઈ છે જ નહિ અપરાધી જીવોને પણ શિક્ષા કરવી પડે તો ય તે શિક્ષા કરવામાં મોજ માનવાની હોતી જ નથી: કારણ કે—એ જાતિની રસિકતા, એ ક્રૂરતાના ઘરની છે અને એથી એ આત્માને અધોગામી જ બનાવે છે.

પેલા મૃગના ટોળાને જોઈને રાજાએ વિચાર્યું કે—'આવા સમયે તો મારે એકલાએ જ જવુ જોઈએ અને તે પણ પગનો અવાજ ન થાય એ રીતિએ: અન્યથા, ઘણાના ઘોઘાટથી અને પગના અવાજથી આ ટોળુ ભાગી ગયા વિના રહે નહિ અને ભાગી જાય તો મારા મનનો મનોરથ ફળે નહિ.'

આવી જ જાતિના વિચારના યોગે વસુ રાજા એકાકી બની ગયો અને ધીમા પગના સચારથી તે આગળ વધ્યો. આગળ વધીને તેણે વિશ્વસ્ત બનેલા તે મૃગના ટોળા ઉપર તીર છોડયુ. પણ તે તીર રાજાની ધારણા મુજબ મૃગના ટોળા સુધી પહોંચ્યુ નહિ તે તીર વચમા કોઈ પણ સ્થાને અફળાયુ અને એથી ખડોખડ ત્રુટી ગયુ.

આ રીતિએ પોતાના બાણુના, કોઈ પણ વસ્તુ વચ્ચે નહિ દેખાતી હોવા છતાં પણ, ટુકડે ટુકડા થઇ ગયેલા જોવાથી, વિસ્મય પામેલા **વસુ** રાજાએ જોવા માંડયુ કે–'કયી વસ્તુની સાથે મારૂ બાણુ અથડાયુ અને ટુકડે ટુકડા થઈ ગયુ?' હાથના સ્પર્શથી તપાસ કરતાં તેના જોવામા આવ્યું કે–તે એક સ્ફટિક રત્નની શિલા છે અને એનો વર્ણ આકાશતલથી જરા પણ જૂદો પડે તેવો નથી. આ રીતિએ આકાશતલથી સમાન વર્ણવાળી તે સ્ફટિકશિલાને જોઈને, **વસુ** રાજાનુ મન લલચાયું. આવી શિલાનો ઘણો જ સરસ ઉપયોગ પોતે કરી શકશે, એમ તેને લાગ્યુ આથી તે વખતે તો **વસુ**રાજા પોતે પાછો ફર્યો, પરન્તુ પાછળથી તેણે રાત્રિના સમયે બીલકુલ ગુપ્તપણે એ શિલાને મગાવી લીધી. ગુપ્તપણે રાત્રિએ તે શિલાને મગાવી લઈને તેણે તે શિલાને પોતાના સભામંડપમાં સ્થાપન કરી અને તેના ઉપર પોતાને બેસવાનું જે સિંહાસન હતું, તે સિંહાસન સ્થાપિત કર્યું. આ જાતિની વ્યવસ્થાથી લોકમાં એવી જાતિનો પ્રવાદ થયો કે–'રાજાના સત્યવાદિપણાથી રાજાનું સિહાસન આકાશમાં રહે છે.'

## શ્રી નારદજીનું આગમન :

આવા પ્રકારનો વૃત્તાન્ત કોઈ પણ રીતિએ શ્રી **નારદજી**ના જાણવામાં આવ્યો અને એથી શ્રી **નારદજી** કૌતુકથી એ જોવાને આવ્યા. રાજાના સત્યવાદિપણાથી સિંહાસન આકાશમાં રહે છે, એમ સાંભળતાં તે જાતે જોવાની ઇચ્છા થવી, એ કોઈ વિશેષ વાત નથી. વળી શ્રી **નારદજી** એક તો કૌતુકપ્રિય હતા અને બીજું **વસુ**ના સહાધ્યાયી પણ હતા, એટલે તેમને એવો વૃત્તાન્ત સાંભળતાં આશ્ચર્ય ઉપજે અને જોવાનું મન થાય, એ તો વધુ સ્વાભાવિક છે. આ રીતિએ આવેલા શ્રી **નારદજી**નુ **પર્વતકે**, **પર્વતક**ની માતા એટલે **ક્ષીરકદમ્બક**-પાઠકની પત્નીએ અને **વસુ** રાજાએ પણ સન્માન કર્યું તેમજ

સૌએ શ્રી **નારદજી**ને રોકાવાનો આગ્રહ કર્યો. સૌના સ્નેહને વશ થઈને શ્રી **નારદજી** પણ ત્યાં જ સુખપૂર્વક રહેવા લાગ્યા.

**પર્વતક સાથે મતભેદ :**

હવે કોઈ એક દિવસે **પર્વતક**–"**अजैर्यष्टव्यम्**" આ પ્રકારના વેદવાક્યની વિદ્યાર્થિઓ સમક્ષ વ્યાખ્યા કરી રહેલ છે અને તે સમયે શ્રી **નારદજી** પણ ત્યા હાજર છે. એ વેદ-વાક્યની વ્યાખ્યા કરતાં **પર્વતકે** કહ્યુ કે–"અજો દ્વારા એટલે બકરાઓ દ્વારા '**यष्टव्यम्**' એટલે યાગની ક્રિયા કરવા યોગ્ય છે." **પર્વતકે** કરેલી આ વ્યાખ્યા ખોટી હતી, એટલે શ્રી **નારદજી**એ કહ્યુ કે–"હે ભાઈ! આ પ્રમાણે વ્યાખ્યા ન કરાય : કારણ કે-ધર્મને માટે કરાતી યાગક્રિયા બકરાઓ દ્વારા કરવી, એ ઉચિત નથી."

શ્રી **નારદજી**ના આ પ્રકારના કથનને સાંભળતાંની સાથે જ **પર્વતક** ગુસ્સામાં આવી ગયો. તમે જાણો છો કે-શ્રી **નારદજી** જેમ અક્ષુદ્રમતિ છે, તેમ **પર્વતક** ક્ષુદ્રમતિ છે અને ક્ષુદ્ર મતિવાળાઓને આવી વાત સાંભળતાં ગુસ્સો ન આવે, એ બને જ કેમ ? શ્રી **નારદજી**ના સાચા પણ કથનથી ઉકળી ઉઠેલો **પર્વતક** કહે છે કે–"જો આ પ્રમાણે વ્યાખ્યા ન કરાય, તો તુ કહે કે–કેવી રીતિએ વ્યાખ્યા કરાય ?"

આ પ્રકારે તોછડી રીતિએ વાત કરતા એવા પણ **પર્વ-તક**ને ઉદ્દેશીને, શ્રી **નારદજી**એ તો પોતાના સુંદર સ્વભાવ પ્રમાણે શાતિથી તેનો ઉત્તર શ્રી ઉપાધ્યાયના નામે જ આપતા કહ્યુ કે–"આપણા પૂજ્ય ઉપાધ્યાયે અહીં '**अजा**.'ની વ્યાખ્યા કરતા 'સાત વર્ષની જુની ડાગર' એવો અર્થ ફરમાવ્યો હતો : કારણ કે–તેવી જુની ડાંગર વાવવા છતા પણ ઉગતી નથી. આપણા પૂજ્ય ઉપાધ્યાયે આ પ્રમાણે વ્યાખ્યા કરેલી હોવાથી, તે જ આપણને પણ પ્રમાણ રૂપ ગણાય."

શ્રી **નારદજી**એ ગુરૂના નામે કહેલી વાતને પણ, ઉત્તાન-

મતિપણાથી **પર્વતક** સાંભળતો નથી. એના હૈયામાં તો એ જ એક વિચાર ઘોળાયા કરે છે કે–' વિદ્યાર્થિઓની મધ્યમાં હું લઘુ થઈશ. ' એવા વિચારથી મહા અભિમાનપૂર્વક એ **પર્વતકે** શ્રી **નારદજી** પ્રતિ કહ્યુ કે–" અરે ! મારાથી પણ તુ પંડિત છો ? ઉપાધ્યાયે શુ તને જ તત્ત્વ કહ્યું છે ? આ વાતમા જો તુ 'હા' કહેવાની ધૃષ્ટતા કરતો હો, તો હુ પણ એવુ ' પણ ' કરવાને તૈયાર છુ કે–આપણા બેમાં આ વિષયની અંદર જે અસત્યવાદી ઠરે, તેનો દંડ જીભ છેદવાનો હો અને આ વિષયમા પ્રમાણ તરીકે આપણે સત્યવાદી એવા **વસુ** રાજાને નીમીએ. "

તદ્દન જુદી વાતના પક્ષમાં પડીને પણ **પર્વતકે** જ્યારે આવી વાત વિલક્ષણ રૂપે જાહેર કરી, ત્યારે શ્રી **નારદજી** જેવાને પણ એ 'પણ'ની વાત સ્વીકારવી પડે એ સહજ છે. દુનિયામાં દુરાગ્રહી આત્માઓ કેવા હોય છે, એ સમજવાને માટે આ **પર્વતકને** યાદ રાખવા જેવો છે આવા માણસોની સામે ઉભા રહેવાનો પ્રસંગ ન આવે એ જ સારૂ છે અન્યથા, એવા માણસોની સામે આવેલા સજ્જનોને પણ ઘણી ઘણી આપત્તિઓ વેઠવી પડે છે. **પર્વતકની** સ્પષ્ટ દેખાતી ભૂલને શ્રી **નારદજીએ** મધુર શબ્દોમાં પણ કહી, એ જ તેમનો ગૂન્હો ! એનાથી એ તપ્યો, ત્યારે તેને શાંત કરવાને માટે શ્રી **નારદજી**-એ ઉપાધ્યાયના કથનનુ પ્રમાણ રજૂ કર્યું પોતાના પૂજ્ય પિતા અને પાઠકે કરેલી વ્યાખ્યા શ્રી **નારદજીએ** જણાવી, તે છતા પણ **પર્વતક** શમ્યો નહિ શમ્યો નહિ એટલું જ નહિ, પણ ઉલ્ટો અકળાઈને જીભના છેદ સબધી ' પણ ' કરવા સુધીની હદે પહોચ્યો. આવા વિગ્રહમા પડવાની ઇચ્છા ન હોય, તે છતા પણ હવે શ્રી **નારદજીને** તેમાં પડ્યા વિના ચાલે તેમ ન હતુ, એ કારણે શ્રી **નારદજીએ** પણ એના લાબા કથનની સામે પણ માત્ર એટલું જ કહ્યુ કે–' એ પ્રમાણે હો. '

<u>માતા અને પુત્ર:</u>

'શ્રી **નારદ**જીની સાથે પોતાના પુત્ર **પર્વતકે** જીહ્વા-છેદનુ પણ કર્યું છે.'–આ વૃત્તાન્ત **પર્વતક**ની માતાએ જાણ્યો, એટલે તેણીએ **પર્વતક**ને કહ્યુ કે–"હે પુત્ર! સ્નેહના વશથી **નારદ** તારી પાસે આવેલો છે. તેથી તેની સાથે કલહ કરવો એ ઉચિત નથી."

**પર્વતક** કહે છે કે–"હે માતા! હું **નારદ**ની સાથે કલહ કરતો નથી, કિંતુ આ **નારદ** છાત્રોની મંડલીની મધ્યમાં મારા વર્ણિત અર્થને દૂષિત કરે છે."

પોતાના પુત્રના આ કથનને સાંભળીને, માતાએ પૂછ્યું કે–"કેવી રીતિએ **નારદ** તારા કથનને દૂષિત કરે છે?"

આ પ્રશ્નના ઉત્તરમાં **પર્વતકે** બનેલો સઘળોય બનાવ પોતાની માતા આગળ વર્ણવ્યો. એ વાતને સાંભળી લીધા બાદ, **પર્વતક**ને તેની માતાએ કહ્યુ કે–"હે વત્સ! તારા પિતાએ મારી સમક્ષ પણ **નારદ** કહે છે એ જ પ્રમાણેનો અર્થ વ્યાખ્યાત કરેલ છે, એટલે **નારદે** જે વાત કહી એમા **નારદ**નો દોષ કયો?"

પોતાની માતાના મુખથી આ વાતને સાંભળીને **પર્વતક**ને આઘાત જરૂર પહોંચ્યો, પણ એ આઘાત પોતાની ભૂલ થઈ એ માટેનો નહિ હતો. એ આઘાત તો પોતાની જીભ છેદાવાના ભયથી ઉત્પન્ન થએલો હતો. **પર્વતક**મા જો પાપભીરુતા હોત, તો અહીં તેની જૂદી જ દશા થાત. માનો કે–શ્રી **નારદ**જીએ વિદ્યાર્થિઓની હાજરીમા ભૂલ બતાવી તેથી તે રોષાયમાન થયો હતો અને રોષમા ને રોષમા તેણે નહિ બોલવા જેવુ બોલીને નહિ કરવા જેવુ પણ કર્યું હતુ, પરન્તુ હવે તો તે શાન્તિથી વિચારી શકતો હતો અને થઈ ગયેલી ભૂલને પશ્ચાત્તાપપૂર્વક સુધારી શકતો હતો; પણ એનામાં પાપભીરુતા નહિ હતી. પોતાની જીભ છેદાવાની–એમ જાણીને જ તેને આઘાત થયો

તેણીને એક વચન આપ્યુ હતુ અને તેણીએ રાજાનુ તે વચન રાજાની પાસે જ અનામત રાખી મૂક્યુ હતુ અત્યારે તેણીને એ વચન યાદ આવ્યુ અગર તો કહો કે–તેણીએ તે વચનને યાદ કર્યું. રાજાના એ વચનને સ્મૃતિમાં લાવીને, તેણીએ રાજાની પાસે પણ ખોટો અર્થ કહેવડાવવાનો નિર્ણય કર્યો. એવા નિર્ણયથી તેણી રાજા વસુની પાસે જવાને તૈયાર થઈ.

સ્નેહવશ આત્માઓ કેવાં કેવાં પાપો આચરે છે, એ વાત પણ તમે આ ઉપરથી વિચારી શકશો જે રાજા સત્યવાદી છે, તેને પણ ‘ વર ’નો ઉપયોગ કરીને અસત્યવાદી બનાવવાના વિચારમા પર્વતકની માતા લીન બને છે. ‘ દીકરો અસત્ય બોલ્યો છે ’–એમ જાણવા છતાં પણ દીકરાને બચાવવાને માટે તે અસત્યના પક્ષમાં બેઠી અને રાજાને પણ તેના વરદાનનો દુરૂપયોગ કરાવીને અસત્યવાદી બનાવવાને માટે તૈયાર થઈ–આ બધોય પ્રતાપ સ્નેહરાગનો જ હતો. સ્નેહરાગની વિષમતાથી જો પર્વતકની માતા વિવશ ન બની હોત, તો વસુ અને પર્વતકનો જે ઇતિહાસ લખાયો છે, તેના કરતા કોઈ જૂદો જ ઇતિહાસ લખાયો હોત . પણ એ ઉભયની ભવિતવ્યતા જ વિષમ હતી, એથી સામગ્રી પણ એવી જ મળી છે . અન્યથા, સમજદાર આત્મા હિતકર માર્ગોને અખત્યાર કરવાને બદલે આવા ભયંકર માર્ગને અખત્યાર કરે, એ કેમ જ બને ?

## રાજાને ત્યાં પર્વતકની માતા .

જ્યારે દુષ્ટ ઇરાદાથી પર્વતકની માતા વસુ રાજા પાસે પહોચી, ત્યારે વસુ રાજાને ખબર ન હતી કે–‘ માતા મારી પાસે અસત્યભાષણ કરાવવાને આવેલ છે ’ આથી પાઠકને પિતા તુલ્ય અને પાઠકની પત્નીને માતા તુલ્ય માનનારા તે વસુ રાજાએ, પોતાને આગણે આવેલ માતાનુ અભ્યુત્થાન કરવા દ્વારા સન્માન કર્યું. પછી ઉભે ઉભે જ પ્રણામપૂર્વક વસુ રાજાએ માતાને આવવાનું કારણ પૂછ્યું.

તેણીએ પણ આવી રીતિએ એકાંતમાં આવવાનું પ્રયોજન પ્રદર્શિત કરતાં કહ્યું કે-“હે પુત્ર! જો પૂર્વપ્રતિપન્ન ‘વર’ તારા સ્મરણમા હોય, તો હું એ ‘વર’ને માગુ!”

આ પ્રશ્નના ઉત્તરમા ભક્ત હૃદયવાળા રાજાએ પણ કહ્યું કે-“હે માતા! મે આપેલા વરને હું સારી રીતિએ યાદ કરૂ છું. હે માતા! આપ મને એ ‘વર’ના ઋણથી મુક્ત કરો અને આપને જે રૂચે તે માગો.”

આ પ્રમાણે રાજાએ કહ્યે છતે, માતાએ સન્નૃળોએ વ્યતિકર જણાવ્યો અને અન્તે કહ્યુ કે-“સર્વ પ્રકારે તારા ભાઈની જીભને તુ બચાવ’

માતાની એ પ્રકારની માગણીનો રાજા વસુ એકદમ સ્વીકાર કરે એ શક્ય નથી: પણ તેની ય સ્થિતિ કફોડી છે પોતે વરદાન દ્વારા બંધાએલો છે, માગણી કરનાર માતા તુલ્ય ગુરૂપત્ની છે અને માગણી પણ પોતાના સહાધ્યાયી જ નહિ પણ ગુરૂપુત્રની જીભ છેદાતી અટકે એ માટેની છે. વળી માગણી કરનાર ધાર્યું કરાવવાને માટે ગમે તેમ બોલીને પણ ક્ષોભ પમાડે એવી છે. આમ છતાં પણ રાજા જો ધારત તો જરૂર બચી શકત, પણ ભૂડી ભવિતવ્યતાએ તેને પણ ભૂલવ્યો. પરિણામે રાજાએ-‘એ પ્રમાણે હો.’-એમ કહીને, માતાની માગણીનો સ્વીકાર કર્યો. પછી પર્વતકની માતા પોતાના સ્થાને ગઈ અને તેણીએ પોતાના પુત્ર પર્વતકને ધીરજ આપી.

## સ્નેહરાગની ભયંકરતા

આ પ્રમાણે કરી શક્વાથી ખૂશ થવુ, એ સ્નેહવશ આત્માનો સ્વભાવ બની જાય છે. સ્નેહવશ આત્માઓ આવી પ્રવૃત્તિના ભયંકર પરિણામને જોઈ કે વિચારી શકતા નથી. જો ભયંકર પરિણામને જોવાની શક્તિ સ્નેહવશ આત્માઓમા રહી શકતી હોત, તો તો તેઓ દ્વારા કારમા પાપો આચરાત જ નહિ. સ્નેહવશ આત્માઓ પણ કામવશ આત્માઓની માફક અંધ

બની જાય છે. જો કે-કામની અંધતા જૂદી જાતિની હોય છે, તો પણ સ્નેહની અંધતા પણ સામાન્ય કોટિની નથી હોતી. દૃષ્ટિરાગની અંધતાનો નાશ કરવાને માટે જેટલી સાધનસામગ્રી જોઈએ, તેટલી સાધનસામગ્રી કામરાગ અને સ્નેહરાગની અન્ધતાનો નાશ કરવાને માટે નથી જોઈતી-એ વાત સાચી છે, તો પણ કામરાગી અને સ્નેહરાગી આત્માઓ પણ મોટે ભાગે કામરાગ અને સ્નેહરાગની અંધતાનો નાશ કરવામા નિષ્ફળ નિવડે છે. જેઓ સાચા વિવેકને ધરાવતા હોય, તેઓ જ કામરાગ અને સ્નેહરાગની સામગ્રીના સહવાસમા વસવા છતા પણ, કમળપત્રની માફક નિર્લેપ રહી શકે છે. બાકીનાઓ તો એ બે રાગોની અંધતામાં પણ અટવાવા જ કરે છે.

સ્નેહરાગની અંધતામાં અટવાતી **પર્વતક**ની માતા પોતાની વાત સ્વીકારાવાથી ખૂશ બની અને પોતાના પુત્રને એ રીતિએ ધીરજ આપી શકવાથી સંતોષ પામી. શ્રી **નારદજી** જેવા સત્યવાદીની જીભ જાય તેનુ દુ:ખ તે માતાને નહોતું, પણ પોતાના અસત્યવાદી પણ પુત્રની જીભ ન જ છેદાવી જોઈએ એવી તેની માન્યતા હતી આવી માન્યતા કારમા મોહ શિવાય શક્ય નથી, પણ જગતની ગતિશીલતા જ આ અને આવી જાતિના રાગ આદિથી જ છે, ત્યા થાય પણ શું?

## રાજાનો અસત્યવાદ.

આ જાતિની વ્યવસ્થિત યોજનાથી **પર્વતક** નિશ્ચિન્ત હતો અને શ્રી **નારદજી** પણ પોતાના સત્યના પ્રતાપે સુનિશ્ચિન્ત હતા. બીજે દિવસે **વસુ** રાજાએ રાજસભા ભરી. એ રાજસભામા ચારે વર્ણના પ્રધાન પુરૂષોએ હાજરી આપી હતી. ચારે વર્ણના પ્રધાન પુરૂષોથી પરિવૃત્ત બનેલી રાજસભામાં હર્ષપૂર્વક **પર્વતક** અને શ્રી **નારદજી**-બન્ને પહોંચ્યા અને બન્ને જણાએ પોતાનો વ્યતિકર સભા સમક્ષ રાજાને કહી સંભળાવ્યો.

આ પ્રમાણે જણાવીને ન્યાયની આશા રાખતા બન્ને ઉભા.

વ્યવહારમા બેય ન્યાય માગનારા કહેવાય છે, પણ હમેશાં ખોટો તો અન્યાયની આશામાં જ રમતો હોય છે. **પર્વતક** પણ અન્યાયની જ આશામા હતો, જ્યારે શ્રી **નારદજી** તો સત્ય ન્યાયની જ આશામાં હતા.

આ સ્થાને બન્નેય આનદમા હતા કારણ કે–શ્રી **નારદજી** એમ માનતા હતા કે–'હું સાચો છું અને રાજા સત્યવાદી છે.' જ્યારે **પર્વતક** માનતો હતો કે–'ભલે હું ખોટો હોઉં, પણ રાજા પાસે પૂરતી લાગવગ પહોંચી ગઈ છે, એટલે મને હરકત આવવાની જ નથી '

આ કામ ઘણુ વિકટ છે, એમ સભામાં હાજર રહેલા પ્રધાન લોકોને પણ લાગ્યુ છે અને એથી તેઓએ પણ રાજાને ઉદ્દેશીને કહ્યું કે–" હે દેવ! આપ છટ્ઠા લોકપાલ છો, સત્ય-વાદિપણાના ગુણથી આપ ગગનના આંગણામાં ગયા થકા રહો છો, એટલે કે–આકાશમા અદ્ધર રહો છો અને વળી આ બન્નેયના આપ ગુરૂભાઈ છો . તે કારણથી સાથે ઉત્પન્ન થયેલા યમલ અગ્નિમા જેમ સમચિત્ત રહે તેમ સમચિત્તવાળા બન્યા થકા આ પદને યથાસ્થિતપણે પ્રતિપાદન કરો. વળી સત્યવાદી અગ્નિનુ સ્તમ્ભન કરે છે : ત્રાજવામાં તુલિત થાય છે અમ્બુના પાનમા શુદ્ધિને પામે છે : રાક્ષસ, સિંહ, અહિ, ભૂત અને પ્રબલ શત્રુએ કરેલા ભયને સારી રીતિએ નિરૂદ્ધ કરી શકે છે સર્વ લોકમાં માન્ય થાય છે પરલોકમાં સુગતિને ભજવાવાળો થાય છે · અને સૌભાગ્યયુક્ત થાય છે. સત્યવાદી કયું કલ્યાણ નથી પામતો ? અર્થાત્–સત્યવાદી સઘળા જ કલ્યાણોને પામે છે, તે કારણથી હે વિભો ! આપ સત્ય બોલો."

આ પ્રકારે પ્રધાન લોકોએ કહેવા છતા પણ, ભવિતવ્યતા ભૂડી હોવાના કારણે, રાજાએ પણ ભવિતવ્યતાના વશે કરીને કહ્યુ કે–" આ ઉપાધ્યાયપુત્ર **પર્વતક** જે કહે છે તે જ સાચું છે."

### અસત્યવાદનું પરિણામ

આ કારમા અસત્યને કહેતાંની સાથે જ, અર્થાત્–રાજા એવું

અસત્ય બોલ્યા તે પછી તરત જ, કુપિત થયેલી ભુવનદેવતાએ રાજાને અધોમુખ કરી નાખ્યો. શિલા અને સિંહાસન સાથે તેને જમીન ઉપર પટક્યો. એ રીતિએ પટકાયેલો 'વસુ' રાજા મરીને નરક પૃથ્વીમાં ગયો.

આવા પ્રત્યક્ષ પરિણામના દર્શનથી લોકો પણ સમજી ગયા કે—આ પર્વતકે જ રાજા પાસે ખોટી સાક્ષી ભરાવી. આ પ્રમાણે જાણી ગયેલા લોકે પર્વતકને ખૂબ જ નિંદ્યો અને નગરીમાંથી કાઢી મૂક્યો. લોકે પર્વતકની જ્યારે એવી દશા કરી, ત્યારે શ્રી નારદજીને સત્યવાદી માનીને પૂજ્યા. આ રીતિએ અસત્યવાદી રાજા ભૂરી હાલતે મૂઓ અને નરકે ગયો, પર્વતક ભયંકર તિરસ્કારને પામીને નગરીથી બહિષ્કૃત થયો અને સત્યવાદી શ્રી નારદજી પૂજિત બનીને પોતાના સ્થાને પહોંચ્યા.

## ઉપનય :

આટલું કથાનક જણાવીને અને શેષ કથાનક ગ્રન્થાન્તરથી જાણી લેવાનું કહ્યા પછીથી, કથાનકનો ફલિતાર્થ સમજાવતાં ઉપકારી મહાપુરુષ ફરમાવે છે કે—" આ કથાનકમાં આપણે જોયું કે—સૂક્ષ્મ બુદ્ધિવાળા નારદે બકરાનો વધ ન કર્યો અને ક્ષુદ્ર બુદ્ધિવાળા પર્વતકે બકરાનો વધ કર્યો. સૂક્ષ્મબુદ્ધિ હોવાના કારણે શ્રી નારદજી સ્વપરના ઉપકારી થયા અને ક્ષુદ્રબુદ્ધિ હોવાના કારણે પર્વતક સ્વપરના અનર્થમા હેતુભૂત થયો."

## ક્ષુદ્રતાને તજો :

પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમત્ શાન્તિસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવેલુ આ ઉદાહરણ અને પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ દેવેન્દ્રસૂરીશ્વરજી મહારાજાએ ફરમાવેલી ભીમ અને સોમની કથા કે જે આપણે પહેલાં જોઈ આવ્યા—આ બેય દૃષ્ટાન્તોને જાણ્યા પછી સહેલાઈથી સમજી શકાય તેમ છે કે—સૂક્ષ્મ બુદ્ધિની કેટલી બધી જરૂર છે તથા

આ **તુમ્બવન** **અવન્તિ** નામના દેશમાં આવેલુ હતું. આ **અવન્તિ** નામનો દેશ, આ **જમ્બૂદ્વીપના** દક્ષિણાર્દ્ધ **ભરતને** અલકૃત કરે એવો હતો. આ મહાપુરૂષના પિતા, એ **તુમ્બવનમા** રહેનારા એક મહાધનવાન ઇભ્યપુત્ર હતા. એમનુ નામ '**ધનગિરિ**' હતું. તેઓ લક્ષ્મીદેવીના પુત્ર જેવા હતા. પ્રભુમાર્ગના પરમ શ્રદ્ધાળુ હતા. એ પણ પરમ ભાગ્યવાન હતા. યૌવનવયને પામવા છતાં પણ, પ્રશમ રૂપ દ્વારપાલથી રક્ષિત એવા એમના હૃદયમા, કામ પ્રવેશ કરી શકયો નહોતો.

આ પરમ ભાગ્યવાનની ઉત્તમ દશાનો ખ્યાલ આપતાં, પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ આચાર્યભગવાન શ્રીમદ્ **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજા ફરમાવે છે કે-

" धर्मादर्थो भवतीति, न्यायशास्त्रेष्वधीयते ।
सोऽर्थादपि व्यधाद्धर्मं, पात्रेभ्योऽर्थं नियोजयन् ॥१॥
" ब्रह्मचर्यपरिणामं, स्वर्गमोक्षफलं विदन् ।
इयेष कन्या नोद्वोढुं, सोऽर्हद्धर्मपरायणः ॥ २ ॥
" यत्र यत्र कुले कन्यां, धनगिर्यर्थमाददतौ ।
प्रार्थयेते स्म पितरौ, तदुद्वाहमहोत्सवे ॥ ३ ॥
" तत्र तत्र धनगिरि–र्गत्वा स्वयमचीकथत् ।
अहं हि प्रव्रजिष्यामि, दोषोऽस्ति मे न जल्पतः ॥४॥"

'ધર્મથી અર્થ થાય છે.'–આ પ્રમાણે ન્યાયશાસ્ત્રોમાં એટલે યુક્તિસપન્ન શાસ્ત્રોમાં કહેવાય છે, પણ તે શ્રી **ધનગિરિ** તો પાત્રમા અર્થનું નિયોજન કરતા થકા અર્થથી પણ ધર્મને કરતા હતા : 'બ્રહ્મચર્યનો પરિણામ સ્વર્ગ અને મોક્ષના ફલવાળો છે'–એમ જાણતા અને શ્રી અર્હદ્ભગવાનોએ પ્રરૂપેલા ધર્મની આરાધનામા પરાયણ એવા તે શ્રી ધનગિરિ, કન્યાઓને પરણવાને ઇચ્છતા ન હતા : શ્રી ધનગિરિને પરણાવવાને

મારે આદરવાળાં બનેલાં તેમનાં માતા-પિતા પોતાના પુત્રના લગ્નમહોત્સવને માટે જે જે કુલમા કન્યાની પ્રાર્થના કરતા હતા, ત્યા ત્યા જઇને શ્રી ધનગિરિ પોતે જ કહી આવતા કે-' હુ તો પ્રવ્રજ્યા અંગીકાર કરીશ. આ રીતિએ હુ તમને સ્પષ્ટ કહુ છુ, તે છતાં પણ જો તમે તમારી કન્યા મને આપશો અને તે પછી હુ તેનો ત્યાગ કરીશ, તો તેમાં આ પ્રમાણે સ્પષ્ટ જણાવતા મારો દોષ નથી.'

## શ્રી ધનગિરિજી અને સુનન્દાનું લગ્ન :

આવી ઉમદા કોટિની મનોવૃત્તિને ધરનારા તો, યુગપ્રધાન આચાર્યભગવાન શ્રીમદ્ વજ્રસ્વામિજી મહારાજાના પિતા હતા આવી દશાવાળા શ્રી ધનગિરિજીને પરણવાને માટે એક કન્યા તૈયાર થઈ, કે જે આ મહાપુરૂષની માતા બનવાની છે. એ કન્યાનુ નામ હતુ-સુનન્દા તેણી ધનપાળ નામના મોટા ઇભ્યની પુત્રી હતી. આર્ય શમિત નામના આ સુનન્દાના ભાઇએ આચાર્યભગવાન શ્રીમત્ સિંહગિરિજી મહારાજા પાસે પ્રથમ દીક્ષા લીધેલી છે. એ સુનન્દાએ પોતાના પિતાને જણાવ્યું કે-"મને શ્રી ધનગિરિને આપવી: તે જ મારા પતિ હો!" ધનપાળ નામના મહેભ્યે પણ આ રીતિએ સ્વયં વરને વરવાને માટે તૈયાર થયેલી પોતાની સુનન્દા નામની પુત્રીને, દીક્ષા લેવાને ઇચ્છતા એવા પણ શ્રી ધનગિરિજીને આપી પોતાનાં માતા-પિતાના આગ્રહથી, શ્રી ધનગિરિજી પણ શ્રીમતી સુનન્દાને પરણ્યા.

## ગર્ભ રહેવો :

પરણ્યા પછીથી પણ શ્રી ધનગિરિજી બ્રહ્મચર્યના પાલનને ચૂક્યા નહોતા, પણ ભવિતવ્યતા કોઇ જૂદી જ હતી એથી બન્યુ એવું કે-બ્રહ્મચર્યની બુદ્ધિવાળા એવા પણ શ્રી ધનગિરિજીએ કોઇ એક દિવસે ઋતુસ્નાતા બનેલી શ્રીમતી સુનન્દાનો સંસર્ગ કર્યો.

આ પ્રસંગને ઉદ્દેશીને પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન શ્રીમદ્ **હેમચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા ફરમાવે છે કે-'ખરેખર, ભોગફલ કર્મ અન્યથા થઈ શકતું નથી.' શ્રી **ધનગિરિજી** જેવા વિરાગી આત્માએ **સુનન્દાના** કરેલા એ સંસર્ગનું રહસ્ય, એ મહાપુરૂષે આ એક જ વાક્યમાં ખોલી દીધું છે ભોગફલ કર્મે તો શ્રી **નન્દિષેણ** જેવાને પણ ક્યાં પતિત કર્યા નથી?

આ પ્રસંગ જે સમયે બન્યો, તે સમયે શ્રીમતી **સુનન્દાના** ઉદરમાં એક ઉત્તમ કોટિનો આત્મા અવતર્યો, કે જે શ્રી **વજ્રસ્વામી** નામના યુગપ્રધાન અને અંતિમ દશ પૂર્વધર તરીકેની નામના ધરનારા શ્રી જૈનશાસનના મહાપ્રભાવક ધર્માચાર્ય થયા. તેઓ શ્રીમતી **સુનન્દાના** ઉદરમાં અવતર્યા, તે દેવલોકમાંથી ચ્યવીને અવતર્યા છે. તે મહાપુરૂષ પૂર્વભવમાં **વૈશ્રમણ** નામના સામાનિક દેવ હતા. તે પુણ્યાત્માએ તે દેવભવમાં શ્રી **અષ્ટાપદગિરિ** ઉપર વર્તમાન શાસનના અધિપતિ શ્રમણભગવાન શ્રી **મહાવીર મહારાજાના** પ્રથમ ગણધર શ્રી **ગૌતમસ્વામિજી** મહારાજાએ પ્રરૂપેલું શ્રી **પુણ્ડરીક** અધ્યયન સાંભળ્યું હતું

## શ્રી ધનગિરિજીની સાધના

હવે પોતાની પત્નીને ગર્ભવતી થયેલી જાણી, એટલે જાણે કે અત્યાર સુધી કેવલ ભોગફલ કર્મને ભોગવવાને જ રહ્યા હોય, તેમ એ પુણ્યશાળી શ્રી **ધનગિરિજી**, કે જેઓ વિશુદ્ધ બુદ્ધિના ધણી હતા, તેમણે પોતાની **સુનન્દા** નામની ગર્ભવતી પત્નીને કહ્યું કે-"આ તારો ગર્ભ અદ્વિતીય થશે અને હવે હું દીક્ષા ગ્રહણ કરૂં છું. તારી સાથેનો મારો આ સંબંધ પણ અનિચ્છાએ જ થએલો છે. અત્યારથી માંડીને મારે માટે તો પ્રવ્રજ્યા જ પ્રેયસી હો અને તારૂં પણ કલ્યાણ હો!"

આ પ્રમાણે કહીને, શ્રી **ધનગિરિજી**, એક ભાડાની

કોટડીને જેમ ભાડવાત તજી દે તેમ શ્રીમતી **સુનન્દાને** તજીને, શ્રી સિંહગિરિજી નામના ગુરૂમહારાજાની પાસે જઈને યતિ થયા. સાધુ થયા એટલુ જ નહિ, પણ તે પુણ્યાત્માએ પોતે ગ્રહણ કરેલા સાધુપણાને સુન્દર પ્રકારે પાળી પણ જાણ્યુ છે. એ જ કારણે-પરમ ઉપકારી, કલિકાલસર્વજ્ઞ, આચાર્યભગવાન, શ્રીમદ્ **હેમચંદ્રસૂરીશ્વરજી** મહારાજા ફરમાવે છે કે-તે શ્રી **ધનગિરિ** મહાત્મા, બાવીસે પરીષહોને સહન કરતા થકા અને પોતાના શરીર ઉપર પણ નિઃસ્પૃહ બન્યા થકા, અતિશય દુઃસહ તપને તપતા હતા. કેવલ તપસ્વી જ હતા એમેય નહિ, પણ શિષ્ય બનવા માટેના જરૂરી એવા જે-સ્થિરતા, સરલતા અને વિનય આદિ ગુણો, તે ગુણોથી પણ તેઓ ઓતપ્રોત હતા. શિષ્ય-પણાના જરૂરી ગુણોથી ઓતપ્રોત, તપને તપવામા કઠોર તથા પરીષહોને સહવામાં પણ ઉદ્યત એવા તે મહર્ષિએ, કુવામાંથી જેમ પાણીને ગ્રહણ કરે તેમ, ગુરૂની પાસેથી શ્રુતના સારને પણ ગ્રહણ કર્યો હતો. આ રીતિએ એ મહાત્મા સુશિષ્ય બનીને, પોતાના પરમ ગુરૂની નિશ્રામાં વિહરતા થકા આત્મહિતની સાચી સાધના કરી રહ્યા હતા.

## જન્મ અને જાતિસ્મરણ જ્ઞાન·

હવે જે મહાપુરૂષના પિતા અને મામા દીક્ષિત થયા છે, એવા શ્રી **વજ્રસ્વામિજી** ગર્ભમા નવ માસ પૂર્ણ કરીને જન્મ્યા· અર્થાત્-માતા **સુનન્દાએ** જનોને આનન્દ આપનાર પુત્રને, સરસી જેમ કમલને જન્મ આપે તેમ, જન્મ આપ્યો.

શ્રીમતી **સુનન્દાની** પ્રીતિપાત્ર સ્ત્રીઓ, કે જેઓ શ્રીમતી **સુનન્દાની** સારસભાળને માટે સૂતિકાઘરમા આવેલી હતી, તેણીઓ તરતના જન્મેલા એટલે વયથી તદ્દન બાળ એવા તે શ્રી **વજ્રસ્વામિજીને** ઉદ્દેશીને સ્વાભાવિક રીતિએ જ બોલી કે-"હે જાત! જો તે વખતે ઉત્સુક બનેલા તારા પિતા દીક્ષિત ન થયા હોત, તો તારો જન્મકર્મનો ઉત્સવ ખરેખર કલ્યાણકારી

થયો હોત : ખરેખર, સ્ત્રીજન હોવા છતા પણ સ્વામી વિનાનું ઘર શોભતુ નથી : ઘણા પણ તારાઓથી ચન્દ્ર વિનાનુ આકાશ જેમ નથી શોભતું, તેમ સ્વામી વિના સ્ત્રીજનથી ઘર નથી શોભતુ." માતાની પ્રેમપાત્ર સ્ત્રીઓનું આ કથન શ્રી **વજ્રસ્વામિજીને** માટે ઘણુ જ કલ્યાણકારી નિવડયું. બાળ હોવા છતાં ય, જ્ઞાનાવરણીય કર્મના લઘુપણાથી સુંદર જ્ઞાનવાળા શ્રી **વજ્ર-સ્વામિજીએ**, ઘણી જ સમાધિમા રહી થકે તે સ્ત્રીઓના સંલાપને સાભળ્યો. એ સાંભળીને તેઓ વિચારવા લાગ્યા કે–" અહો, મારા પિતાએ દીક્ષા ગ્રહણ કરી છે." આ પ્રમાણે વિચારતા તે પુણ્યાત્મા જાતિસ્મરણ જ્ઞાનને પામ્યા.

**રૂદન દ્વારા માતાને ઉદ્વિગ્ન બનાવી :**

જાતિસ્મરણને પામેલા અને સંસારની અસારતાને સારી રીતિએ જાણનારા એવા તે શ્રી **વજ્રસ્વામિજી**, પોતે ક્ષીરકણ્ઠ હોવા છતાં પણ, પિતાના માર્ગે મુસાફર બનવાને ઈચ્છવા લાગ્યા. દીક્ષિત બનવાની ઈચ્છાના યોગે તેમણે વિચાર્યું કે– " ઉદ્વિગ્ન બનીને માતા મને કેવી રીતિએ તજશે ? "

જ્ઞાની એવા તેમને નિશ્ચય કરતાં વાર ન લાગી. પોતાને દીક્ષિત બનવુ છે અને માતા જ્યાં સુધી ઉદ્વિગ્ન બનીને તજે નહિ, ત્યાં સુધી મોટી મુશ્કેલી છે. આથી, પોતાની દીક્ષા લેવાની ભાવનાને સફલ બનાવવાને માટે, તેમણે માતાને પોતાના પ્રતિ ઉદ્વિગ્ન બનાવવાનો માર્ગ શોધ્યો. દીક્ષિત બનવાના શુભ ઈરાદાથી, તે પુણ્યાત્માએ પોતાથી શક્ય એવું રોવાનુ શરૂ કર્યું.

સમજપૂર્વક, પ્રવ્રજ્યાની અનુકૂળતા મેળવવાને ખાતર જ રોવાનુ શરૂ કરનાર, ગમે તેવી રીતિએ તેને ખૂશ કરવાનો પ્રયત્ન કરવામાં આવે તોય, રોવાનું બંધ કરે એ શક્ય જ નથી રાગથી મધુર ગાનો દ્વારા, રમવાની વસ્તુઓના દર્શન [illegible] હિંડોળા દ્વારા, મધુર વચનો દ્વારા,

ખોળામા નચાવવાની લીલાઓ દ્વારા, મુખના વાજીત્રોનાં વાદનો દ્વારા અને મસ્તકે ચુંબનો દ્વારા પણ તેમને રોતા બંધ કરવાના ઉપાયો કરવામા આવ્યા : છતાં પણ તે રોતા બંધ થયા નહિ

રોવા દ્વારા આ પુણ્યાત્માને કોઈ પૌદ્ગલિક વસ્તુને મેળવવાની ઇચ્છા નહિ હતી, પરંતુ માતાના મોહને ઘટાડીને સંયમગ્રહણ માટેની અનુકૂળતા જ જોઇતી હતી. એટલે એ પુણ્યાત્મા બાળકોને રાજી કરવાની વસ્તુઓથી રાજી થઈ જાય અને જે સાધ્ય સાધવાના હેતુથી રોવાનું શરૂ કર્યું હતુ તે તે સાધ્યને ભૂલીને રોવાનું બંધ કરી દે, એ શક્ય જ ન હતુ. પોતાના ઇષ્ટ સાધ્યની સિદ્ધિને માટે રોતા એવા એ પુણ્યાત્માએ, છ મહિના પસાર કરી દીધા. એ છ મહિના એવી ઉદ્વેગજનક પદ્ધતિએ પૂર્ણ કર્યા કે—પરમ પ્રેમાળ એવી પણ તેમની માતા શ્રીમતી સુનન્દા, તે પુણ્યવાન પુત્ર દ્વારા નિર્વેદને પામી ગઇ.

## પરમ જૈનત્વ :

જે લોકો જૈનપણાને અને ભાવદયાને સમજતા નથી, તેઓને આ વસ્તુનો સાચો પરમાર્થ ન સમજાય એ સહજ છે. શ્રી ધનગિરિજી અને શ્રી વજ્રસ્વામિજી—આ બન્ને પિતા અને પુત્રની દશા ઘણી જ અનુમોદનીય અને અનુકરણીય છે, એમ પ્રત્યેક સાચા જૈનને લાગવુ જોઈએ. શ્રી ધનગિરિજી પણ સાચા જૈનત્વના સ્વામી હતા સાચી ઉદારતા, સાચું શીલ અને સાચી વિવેકશીલતા એ તો શ્રી ધનગિરિજીના સાચા અલંકારો હતા યૌવન વયમાં અર્થ—કામના ભોગવટાને બદલે, તેઓ અર્થનો ઉપયોગ દાનમાં કરતા અને કામથી સદાય વિરક્ત રહેતા તેઓએ સુનન્દાનુ કરેલુ પાણિગ્રહણ અને ભોગવટો, કેવળ ભોગફળ કર્મના ભોગવટાને માટે જ હતો માતા—પિતા પોતાનાં લગ્ન કરવામાં સફળ ન થાય એ હેતુથી, તેઓને નિષ્ફલ બનાવનારી સઘળી કાર્યવાહી કરવામાં શ્રી ધનગિરિજીએ જરાય કમીના નથી રાખી. માતા—પિતાના ભક્ત હોવા છતા

પણ, તેઓની મોહની કાર્યવાહીનો સામનો કરવામાં પણ, શ્રી ધનગિરિજીએ માતા–પિતાની સાચી ભક્તિ જ જોઈ છે. જ્યાં કર્મના ક્ષયોપશમે યારી આપી, કે તરત જ–એક ક્ષણના પણ વિલમ્બ વિના, શ્રી ધનગિરિજી ચાલી જ નીકળ્યા છે જે સમયે પોતાની પત્ની ઉત્તમ ગર્ભને ધરનારી બની હોય, એવે સમયે જેમ ભાડાની કોટડીને તજીને ભાડુત ચાલી નીકળે, તેમ પત્નીને તજીને સંયમના માર્ગે ચાલી નીકળવું, એ સાચા વૈરાગ્ય વિના શક્ય નથી. પત્નીના સઘળાય કોડોને પૂર્ણ કરવાની તાકાત ધરાવનાર અને પરમ સુખી એવો માણસ, ભરયુવાનીમાં આ રીતિએ ચાલી નીકળે, એ પ્રતાપ સાચા જૈનત્વનો જ છે. પત્ની પણ જૈનત્વથી શૂન્ય નહિ જ હતી. શ્રી ધનગિરિજીની આ કાર્યવાહી ક્યા સાચા જૈને પોતાના જીવનમાં ઉતરવા જેવી નથી? સાચું જૈનત્વ અને ભાવદયાનું સ્વરૂપ જેઓથી અપરિચિત છે, તેઓને જ આવું વર્તન અનુકરણીય નહિ લાગે. જેઓ સાચા જૈનત્વના ઉપાસક છે અને–'ભાવદયા એ જ દયાનો પરમાર્થ છે'–એવી સુન્દર સમજને ધરાવે છે, તેઓ તો શ્રી ધનગિરિજીને પોતાનો આદર્શ બનાવીને જ ચાલવાનું પસંદ કરે. સાચો જૈન સંયમનો જ અભિલાષી હોય, આ વાતનો ખરો ખ્યાલ આવા દૃષ્ટાન્તોથી પણ ઘણી જ સરસ રીતિએ મળી શકે છે. આવા અનુપમ દૃષ્ટાન્તોને જેઓ ઝીલી પણ શકતા નથી, તેઓ તો જૈનત્વથી ઘણા છેટે છે, એમ જ માનવું રહ્યું.

### અતિજાત પુત્ર :

શ્રી ધનગિરિજી જેવા પિતાના શ્રી વજ્રસ્વામિજી જેવા પુત્રે, પિતાથી અતિજાતપુત્રતા જ કેળવી છે. પુત્ર પણ ચાર જાતિના હોય છે અતિજાત, સુજાત, નીચ અને કુલાંગાર ઉત્તમ ક્રિયાઓમાં પિતાથી અધિકતા કરનાર પુત્ર અતિજાત પુત્ર કહેવાય છે: ઉત્તમ ક્રિયાઓમા પિતાની સરસાઈ કરનાર પુત્ર સુજાત

